

# મીરખાંની



## મુશીબત

—યાને—

## પોલીસોનું પરાક્રમ.



(લેખક ને પ્રકાશક)

શ્રી અંબિકા વિજય બુક ડીપો
રીચીરોડ ૩૦૧૭-અમદાવાદ.



આવૃતિ ત્રીજી] [પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૧. સને ૧૯૨૫



જમાનપુરી ભાગોળ બાજીવાળી પોળમાં આવેલા શ્રી "અંબિકા વિજય" પ્રિન્ટીંગ પ્રેસમાં હરગોવનદાસ હરકીશનદાસે છાપ્યું.

કીંમત રૂ. ૦-૪-૦

છપાય છે ! છપાય છે: છપાય છે !

# બહારવટીઆ ચરીત્ર.

---

કે જેની અંદર મહાન બહારવટીઆ (બાબરદેવા ડાભલો, અનોપીઓ, મીરખાં, ચાંદખાં, જાનખાં તથા એભલપટકીર વીગેરેની જાણવા જોગ હકીકતો સાથે તેમજ મળી આવતા ફોટાઓ સાથે બહાર પાડવામાં આવશે.



ઉત્તમ બાઈન્ડીંગ દળદાર ૧૨૫ પૃષ્ઠનો ગ્રંથ જેની કીંમત રૂ૦ ૧-૮-૦ રાખવામાં આવી છે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી રૂ૦ ૧-૦-૦ લેવામાં આવશે. પોસ્ટેજ જુદુ

લખો મેનેજર,



[illegible]ાનવીન



રીચીરોડ ૩૦૧૭ અમદાવાદ.

# મીરખાંની મુશીબત
## યાને
# પોલીસનું પરાક્રમ

દોહરો.

મીરખાંએ ગજબ કીધા ત્રાસ બહુ વરતાવીઆ
ગાયકવાડી પોલીસોએ તે દુઃખથી છોડાવીઆ.

( રાગ સોરઠાનો )

મીરખાં તારો ખુબ છે દહાડોરે, મોટી મોટી આંખોવાળોરે
મોટી મોટી આંખ્યોવાળોરે, બન્યો લુટારો મુખ્ય સરદાર ૧
મોટી મોટી દાઢીવાળોરે સરહદવાળો તું કહેવ,ય,
લુંચમાં નીકળ્યો નીરાળો સઉને મુખથી તું બોલાય. ૨
હીદામાં પ્રથમ આવ્યો ઘોડી લેવાને માટ,
પટેલ પાસેથી ઘોડી લઇ ધરતો નહી કંઇ ઉચાટ ૩
સોબતી ચાંદખાં જાન ખાસ કર્યો તેં નીરધાર
જીવતર પરવા કરતા નહી તેને કીધો સરદાર ૪
રોહદામાંહી ખોડાજી નામે રાખ્યો હતો ચોકીઆત
ઝાડના ઉપર માળો બાંધીને, રક્ષણ કરતો સાક્ષાત ૫
નાતમાં નાત નીચ જાતને તેને હાથે શું મરવું?
મરવા પહેલા દુનીઆમાં ભાઇ અમર નામ કરવું ૬
રોહદામાંથી નીકળ્યો જ્યારે, સામા મળ્યાતા કુંભાર
શીરો ખાવાને નાતમાં જતા'તા જણસો પહેરીને અપાર ૭

પછી આમોદ ગામે આવી લુંટવા કરી શરૂઆત
ગામ લોકો સઉ કરગરી પડયા ગયા છોડી દીનરાત ૮
ત્યાંથી આવ્યા વીઠોડામાં કરવા માંડી લુટફાટ
પ્રજામાંહી વાતો ચાલી રાજ્યમાં થયો ઉચાટ ૯
વીઠોડા ગામમાં વીઠલ નામે તલાટી હતો એક
બીજા લોકો તો ડરવા લાગ્યા તેણે લીધી તલવારને ટેક ૧૦
સામા ધાતા—હાથ ઉઠાવતાં ખુંચાવી તેની તલવાર
તે તલવાર તો તેને વાગી "ખુન નીકળ્યું અપાર ૧૧
બ્રાહ્મણ બિચારો શું કંઇ કરતો વીધીના લેખ લખાય
જન્મતલકનું દુઃખ થયું તેને શું કરશે કો ભાઇ? ૧૨
શાબાસ છે રાય ગાયકવાડને બંદોબસ્ત કર્યો વિશેષ
સર્વે સ્થળે પોલીસ બેસાડી દારૂગોળાથી હમેશ ૧૩
ચોહાણ સાહેબતો ચતુર હતા વળી ચોગમ મુકયા'તા સિપાઇ
બહારવટીઆને પકડવા એવું ચોકકસ ધાર્યું ભાઇ ૧૪
મીરખાનો વરઘોડો આવ્યો ડભાડમાં કરવા બંદુકના બહાર
ખેડુત લોકો સહુ ન્હાસી છુટયા લુંટીને થયા તઇયાર ૧૫
ચીંખુવામાં બીચારી પ્રજા કરી રહી છે પોકાર
હોય તો લઇ જાઓ બાપુ મારસો ના અમને માર ૧૬
મારગમાં એક બે વેપારી તેમની પાસે રૂપીઆ હજાર
ભેંસો વેચીને ઘેર જતાતા લુંટી લીધા તે વાર ૧૭
છત્ર તળાવે વાસો કીધો લુટયા એજન્સી અસવાર
હથીઆરો સહુના લઇ લીધાં ત્યાં રહ્યા નોધારાં આધાર ૧૮

લુટારા સહુ આવ્યા કુવાલામાં જાણે પડી છે ધાડ
કમનસીબની બુરાઇઓમાં ઉપરથી પડીઓ પહાડ ૧૯
કુવાલાથી જામપુર જાતાં મળ્યા નવાબી અસ્વાર
રસ્તામાં ઘણું રમખાણુ ચાલ્યું થયા બહુ ગોળીબાર ૨૦
રસ્તે લડાઇ ચાલી અતીશે ગોળીબહાર થયાજ અપાર
સુપરીટેન્ડન્ટ સાથે હતા લુંટારૂ નાઠા તે વાર ૨૧
દોડતાં દોડતાં મીરખાંએ તો લેવા વેર કર્યો વીચાર
સુપરીટેન્ડન્ટના ઘોડાના ગળાપર કર્યો તેણે ગોળીબહાર ૨૨
જામપરે મીરખાં નાસીને આવ્યો સઉ સાથીજી સાથ
થયો અરસપરસમાં વીરોધ જોયો તે કોઇથી નવ જાય ૨૩
મીરખાં કેરી મંડળી આવી જામપુર ગામ વીશે
વાદવીવાદ થયા ત્યાં અતીશે લુટે નામ મીરખાને વીશે ૨૪
જે કોઇ મીરખાંને પકડશે ઇનામ તો ભારે મળશે
કીર્તી વધશે પકડનારની અવનીમાં કીર્તી વધશે ૨૫
મુસલમાન ભીલ કોળી બહુચ ગરાસીઆ થયા
મીરખાંને નામે લુંટી લુંટીને બનાવટી મીરખાંજ થયાં ૨૬
મીરખાંએ તો અમ્મર કીર્તી ખરે ખરા યાદ કરે
બહારવટીએ બહાદુરી કીધી જેનાથી સઉ લોક ડરે ૨૭
ગાયકવાડ સરકારે રઇયત કેરી લાગણી દીલ ધરી
મીરખાંને જીવતો પકડવા કોશીશ અતીશે કરી ૨૮
ધાડથે સાહેબે મન વીચાર્યું બહારવટીઆ કરવા ઠાર
જોરદાર ગોળી બહારનો આપ્યો સઉ સ્ટાફને તે વાર ૨૯

મીરખાંએ તો ત્રાસ પડાવ્યો સઉ લોકોજ ડરતા ફરે
મીરખાં નામથી સઉ કોઇ કંપતા ઉચાટ અવનીમાં ધરે ૩૦
મીરખાંની જે બોલતાં આવ્યા ગોઝારીયા ગોંડળ માંય
ચાદરા બીછાવીને કસુંબા કરીયા ખોળ્યાં પૈસાદારોનાં નામ ૩૧
બીજે નંબરે રાવળ ઉઠયો હાથમાં લઇ તલવાર
લાલ પીળી આંખ્યો કરીને આવ્યો, રાખ્યો નહિં જાનનો
દરકાર ૩૨
ગોજારીઆમાં લુંટની સાથે થયા બહુ ગોળીબાર
રાવળનો તો જાન જ ગયો પટેલ પાડયો તતકાળ ૩૩
મીરખાનો વરઘોડો ધુમધમાડેકે આવ્યો મેંત્રાનાની માંય
જે બોલાવીને બંદુકો ફોડી, પછી લુટવા લાગ્યાં ત્યાંય ૩૪
દેવોના તો દાગીના લીધા, રોકડનો નહિં પાર
કાંગરીઆનો કોણ ભાવ પુછે છે, ઉડતાં રસ્તાંની મોઝાર ૩૫
તેવામાં તો એક બારોટ આવ્યો; બાપજી મારૂં તે કેમ લુંટાય
હું તો તમારાં ઘરડાંનો માનીતો, સામી જણુસો મારી દેખાય ૩૬
મીરખાં કહે છે તમે બેસોને બારોટ ઉતાવળ કરશો નહિં
બે ચાર દાગીના વધતા આપીને બારોટને કાઢયા તહીં ૩૭
ઉત્તરે ફરે છે ગાડગે બહાદુર સાહેબ દક્ષિણ દિશામાં ચોહાણ
પુર્વ દિશા તો ડી ગે, મીરખાં પશ્ચિમમાં જાણ ૩૮
ઉંટ ઘોડાને હથીઆરોથી આવ્યા સંકલપુર બજાર
વણીક લોક સઉ નહાસી છુટયા, ખુલ્લાં મુકીને ઘરબાર ૩૯

મકાનો લુટી દુકાનો લુટી, લુટવા લાગ્યા દેરાસર
શુરવીર નરો ત્યાં છુપાઇ બેઠા કોણ બતાવે બાહુ બળ ૪૦
કચ્છ કાઠીઆવાડ, મારવાડ મેવાડ વળી કંપે ગુજરાત;
આજે અહીં ને કાલે કહીં ભાઇ જબરો થયો ઉત્પાત ૪૧
વાસો વસે છે વસ્તીમાંહી પહાડોમાં નાંખે પડાવ,
જંગલ માંહી મંગળ કરતાં ધન્ય છે બાજીરાવ ૪૨
બાજીરાવે બહાદુરી કીધી પકડયા કંઇ મદદગાર
મીરખાંની ટોળીમાં જે હતા, નાંખ્યા જેલ મોઝાર; ૪૩
ચાડા માંહી ચોકી બેસાડી બેસાડી ડુંગર વગડે સિપાઇ
અમલદારે અમલ બજાવ્યો તોયે મીરખાં ન પકડાય ૪૪
લુટારાઓ પડયા કુંડાળના ડુંગરમાં આવ્યા વરસાદના દીન
ખરેખર બાતમી મળી હતી પકડાશે રાખી આકીન ૪૫
મીલટરી મુસીબત ભોગવતી, ભોગવતી આવી ગઇ છે ત્યાંય
દારૂગોળાને હથીઆર સહિત દુરબીનથી જોયું જ્યાંય ૪૬
ડુંગરોમાં ચોતરફ઼ ઘેરો ઘાલીને, કર્યાં બંદુકના બહાર
સ્હામ સ્હામી બંદુકો ચાલી થયા બહુ ગોળી બહાર ૪૭
ગોળી બહાર ત્યાં પુષ્કળ ચાલ્યો સામાસામી થઇ ગયા
તેમાં અલીખાં અને ચાકરખાં, જમીન ભેગા થઇ ગયા ૪૮
બન્ને પક્ષમાં મારામારીમાં રાતજ પડી ગઇ
રહ્યા અધુરા બહારવટીઆ જે નાસી છુટે જીવ લઇ ૪૯
માલ હતો તેને રાજમા મોકલ્યો મીરખાં મેવાડની માંહી
કોઇ કોઇથી પત્તો નથી લાગતો વિશેષ ડુંગરો તહીં ૫૦

ભેંસાસુરના ડુંગરા વિષે મીરખાંએ નાંખ્યો પડાવ
ભલાભલા મથન કરી ચુકયા હતા કોઇનો ન ફાવે દાવ ૫૧
શાબાશ છે ગાડગે, સાહેબને પકડવા બીડી છે હામ
જોઇતા માણુસો સાથે રાખીને પુરતાં સાધન તમામ ૫૨
ડી. ગે સાહેબે દીલથી આદરી પુરતી કીધી તપાસ
બહારવટીઆને જરૂર પકડવા, એવી ઉમેદ મનમાં ખાસ ૫૩
મીરખાં ભુખ્યો ને તરસ્યો ઘણો, થાક લાગ્યો છે અપાર
મારની મુસીબતમાં હતો ડુંગરમાંહી દુઃખી થનાર ૫૪
મીરખાની બઇરી છોકરાંને છોડી, સાથે હતા દીલદાર
ઉંટ ઘોડાને દારૂગોળા વળી, થોડાક છે મદદગાર ૫૫
ગાડગે સાહેબ તો તપાસ કરવા આવ્યા તે ડુંગર માંય
દુરબીન મુકીને જુવે છે તો મીરખાં બેઠેલો ત્યાંય ૫૬
બીજી બંદુક ભરી, જાંનખાંએ મારી, ચાંદખાંએ ચલાવી ચાર
લડાઇનો અંત નથી આવતો શુરા લડે છે અસ્વાર ૫૭
સામાસામી ઘણું અવાજો થયાને ગોળીઓનો વરસાદ
કંઇક મરે છે કંઇક નાસે છે, કોની સાંભળે ત્યાં દાદ ૫૮
ચાલુ લડાઇમાં મીરખાં નાઠો પાછળ કંઇ મદદગાર
બઇરી છોકરી સાથે લઇને નીકળી ગયો ડુંગર બહાર ૫૯
જાનખાં તો ઘણો ઘાયલ થયોને બઇરીને વાગ્યું વિશેષ
લડાઇનો અંત આવી રહ્યો તો, ડુંગર ઘેર્યો ચોદેશ ૬૦
વડોદરા જેલમાં પુર્યો બહારવટીઆને ઘાયલને ઇસ્પીતાલ
ભાળમી મળતી નથી મીરખાંની, જુવો તગદીરનો તાલ ૬૧

મીરખાંએ ડેરા તંબુ નાંખ્યા ઉદેપુર ડુંગરા માંય
ખાઇ પીને ખુશીથી દીવસ ગુજારે કરે નહિં ઉપાધી કાંઇ ૬૨
ઉદેપુરના ડુંગરા વિશે જ્યાં સંતાયા રાણા પ્રતાપ
તે ડુંગરમાં મીરખાં ભરાયો જ્યાં પેસી શકે નહિ સાપ ૬૩
ચારે દીશાથી ચાર અમલદાર આવ્યા ઉદેપુર ડુંગર મોઝાર
દુરબીન મુકીને જુવે છે તો મીરખાંનો દેખ્યો દેદાર ૬૪
મીરખાંના જોડીઆએ જુલમ જોઇને કર્યો બંદુકનો બહાર
સામેથી ફટાફટ ફુટવા લાગી, કોના પડે છે પોકાર ૬૫
વારાફરતી ઘણી ગોળીઓ છુટે જાણે ઉડે છે કાગ
બહારવટીઆઓ નાસવાને માટે ખોળી રહ્યા છે લાગ ૬૬
છોકરીને તો સાબાશી દઇએ બતલાવી નથી પુંઠ
જ્યાં તક લડાઇ ચાલી ત્યાં તક મુકી નથી તલવારની મુઠ ૬૭
મીરખાં એકલો બાકી રહ્યો તે કરે છે મન વિચાર
ચોતરફથી નજર નાંખતાં એકલો નીરાધાર ૬૮
એક પગ તો લુલો થયો ને બીજે પગે વાગી બંદુક
ત્રીજાએ તો ત્રાસ વરતાવ્યો ગયું તેનું સઘળું સુખ ૬૯
ડુંગરમાંથી મીરખાંને પકડયો એવી ચાલી રહી છે વાત
મીરખાંને પકડી વડોદરે લાવ્યા આવ્યા જોવા કંઇ સાક્ષાત ૭૦
ન્યાયની કોરટમાં ઉભા કીધા જુબાની આપવાને જેહ
કંઇક ડાકુને સજા ફરમાવી બન્નેને ફાંસી છેજ ૭૧



# હરીગીત.

કંઇક જણા મીરખાંને જોવા વડોદરે જાતાં ટોળાં,
દેશદેશથી જોવા આવે ટોળાં આવે બહુ મોહટાં.
વીર ક્ષત્રી તે નામ દીપાવ્યું મીરખાંને ઝાલી લાવ્યા,
સેન્ટ્રલ જેલમાં પુરીને નામ જગમાં દીપાવ્યાં.
ન્યાય કોર્ટમાં કેસ ચાલ્યો ઘણા જણા પામ્યા સજા,
મીરખાંને જોગ ફાંસી ફરમાવી આવી મીરખાંની કજા.
તારીખ ૧૫-૩ ચોવીસ જે દીને ફાંસી હુકમ થયો,
મીરખાંનો સાથી ચાંદખાં કેરો દીનતો અસ્ત થયો.
પુછ્યું કોર્ટથી ત્યારે મીરખાંએ એવું કોર્ટમા કીધું,
સબ મ્હારૂં મોકલી પાટણમાં વચન પાળજો તમ સીધું.
સગાં સહોદર સબ સોંપી દેજો વાત કહું સરકાર,
કોર્ટતો બરખાસ્ત થઇ ને બન્ને ચાલ્યા જેલ મોઝાર.
હીમતવાન હીમતમાં ચાલે મહાલે જેલમાં સરદાર,
લોકો જોવા આવે અતીશે મીરખાં જોવાને બહુવાર.
પ્રજા રાજા સઉ ખુશી થઇને રાયરંક બહુ મલકાય,
મીરખાં કેરી ટળી આપદા જેણે ત્રાસ અતી વરતાય.
દીન પર દીન ચાલ્યો ગયોને ફાંસી કેરો દીન આવ્યો,
મીરખાં ચાંદખાંને દીધી ફાંસી ફના થયો બહાદુર જાયો.
સરવ સ્થળે જો વ્યાપી શાન્તી ત્રાસ ભાગ્યો સઉ રાજ્યમહી
લાસને પાટણમાંહી મોકલી સગા વહાલાની તરફ તહી.

સવારે આઠ નવના આરસામાં ફાંસી બંન્નેને દીધી.
ચાંદખાંએ મીરખાં બંન્નેની જીંદગી ત્યાં પુરી કીધી,
લાશ જે પેટી માંહી ઘાલી કરી રવાના પાટણ માંહી,
સગાં સહોદર લેવા આવ્યાં મળી મેદની જોવા ત્યાંહ.
કાજીએ કુરાન પઢીને નવરાવ્યું મીરખાં સબને,
માટી માંહી માટી કીધી ધ્રુજવતો આખી આલમને.
સર્વે સ્થળે શાન્તી વ્યાપી ગઇ ત્રાસ મીરખાંનો ગયો,
મીરખાં સઉને ધ્રુજવતો હતો હતો નહતો થઇ ગયો.

## દોહરો.

ધન્ય ધન્ય ગાયકવાડ સરકાર રાજ્ય તાહરૂં અવીચળ થજો
મીરખાંના મારા થકી રઇયત બચાવી ન્યાય તારો ખુબહજો,

## દોહરો.

લુટ મીરખાંએ અતી કીધી વળી ત્રાસ વરતાવ્યો બહુ,
મીરખાં કેરા નામ થકીતો થરથરતી અવની આખી.
મીરખાં કેરા અંતથી તો સઉ સ્થળે શાન્તી વ્યાપી,
ત્રાસ વિદાર્યો ગાયકવાડે રઇયતને શાન્તી આપી.

---

સ્વદેશ પ્રેમી મનુ કહે વાંચો તમો પ્રેમ થકી,
ઘણા ખરા પુસ્તકો વાંચજો અમારા લખાણ થકી.

## શેર.

ગયા પાસાણના લેખો છતાં કીર્તી ભુસાઇ ના,
સુકાયા બાગના પુષ્પો છતાં સુરભી સુકાઇના.

ગયા કંઇ વાર કોટી પણુ અમર કીર્તી ગઇ છે ના,
ફના છે રાહ આલમના અમર કીર્તી ફના થઇના.
સુરા જે સીંહના બચ્ચા મહા ભયથી ડરે જે ના,
અમર યશ કીર્તીને વરવા જીવનને બાળવે જે ના.

# બાબરની બાહોશી
યાને
# ગાડગે સાહેબની બહાદુરી.



કડી પ્રાંત તો શાન્ત થયો ઘણો ખેડા જીલ્લામાં ગભરાટ
બાબરીઓ હાબલો બહારવટીઆ પાકયા એ પણ મોટો ઉચ્ચાટ
નામીચો જબરો લુટારો એનો પણ આવશે આરોરે
બાબર દેવા વીરસદ ગામનો હાબલો મદદગાર
જોઇતા માણુસો સાથી રાખીને ટુકડી કરી તઇયાર
ચરોતરમાં રાડ પડાઇ કોઇથી તેતો ના પકડાય
બાબરીએ બહારવટું લીધું જ્યારે પહેલે મારી બઇરી ને બાપ
સગાં સહોદર સર્વે મુકયાં બળબળાને આપતો થાય
સત્તા આગળ શું કંઇ થશે ચોરી જારી જરૂર પકડાય
સત્તા આગળ શાણુપત શા કામની પહેલા થયાં કાંઇ ડાકુ
બહાદુર

સરકારે સર્વેને સપડાવ્યા સીધા કાઢવા લાગ્યા જડથી મુળ
ભરપુર શુર નુર ગુમાવી બેઠા આવીને સઉ જેલમાં બેઠા
બાબર દાભલે બહારવટુ લીધું સઉ રાજમાં પડી ખબર
પોલીસ અમલદારો ઘણા ફરતા'તા પકડવાને થઇ તત્પર
સીંહનો શીકાર ખાલીજ જાય વાઘ જોઇ બકરી ન્હાસી જાય
બહારવટીઆના દીવસ પુરા થયા હતા એક પછી એક પકડાય
આ રાજમાંથી ને પરરાજમાંથી નાસીને તે કયાં જાય
કહો ભાઇ કયાં રહે છુપાઇ બાબરીઓ તો ના પકડાય
બાબરીઆને પકડવા માટે સી. આઇ. ડી. કરી હુશીઆર
બાજીરાવ બહાદુર થયા રાખીને હીંમતને હથીઆર
ઘોડા ઉપર અસ્વાર થઇને બાબરીઆને પકડવા નીકળ્યા
બાબરીએ દાભલે મેળાપી પાસે માંગ્યા'તા રૂપીઆ હજાર
કાલે સાંજરે અમને રૂપીઆ જોઇએ લાવી મુકજો નીરધાર
શાણા શેઠને સમજણ પાડીને જરૂર મુકજો રૂપીઆ લાવી
ને તેવાર
છોટા શેઠને સલામ કરીને બહારવટીઆ નીકળ્યા બહાર
વાણીઆ ભાઇનું ધોતીઉં ઢીલું ડાકુ પકડાવું તત્કાળ
બાતમી આપવા જાઉં વડોદરે ભવિષ્યમાં જે થાય થનાર
બાતમી આપવા વડોદરે આવી સમજાવ્યા સઉ અમલદાર
જોઇતું હતું તે વઇદે કહ્યું વાણીઓ તો ગયો ગામ મોઝાર
પોતાને ઘેર જઇને સુતો નીરાંતે તે તો તે વાર
બીજે દીવસે બાબરીઆને પકડવા લશ્કર આવ્યું છે ત્યાંય

આતમી આપીને ઘેર આવી સુતો છ મણુની તળાઇમાંય
કારીગરી કેવી ત્યાં સાહેબે બહાદુરી કીધી
વાણીઓ કહે છે સાંભળો સાહેબ ખાલી કરીએ અમે ઘર
આજે રાત્રે આવશે બાબરીઓ પકડજો પોલીસી ભર
વાણીઓ ઘર સોંપીને ગયો બીજા ઘરમાં જઇ રહ્યો
ગાડગે સાહેબે યુકિત રચીને ચોગમ રાખ્યા હતા સિપાઇ
જેવો બાબરીઓ આવે તેવો પકડજો મારા ભાઇ
જીવતો તેને પકડવો, એવો જબરો અમલ મચાવ્યો
એક પોલીસને વાણીઓ બનાવ્યોને બીજો બન્યો વાણીઆણુ
ત્રીજાને તો ઝુલા ઉપર બેસાડ્યો, હથીઆર સહીત ત્રણુ દિશામાં ત્રણુ
એવો જબર જરૂર મામલો રચાયો દીવસનો પણુ અંતજ આવ્યોરે
રાત રણુસુર ચાલી રહી છે વાગ્યા બહારવટીઆના બાર
બાબરીઓ દાભલો બીજા બેચાર થઇને આવ્યા તઇયાર
વણીકના ઘર આગળ આવ્યા, ઝીણી બુમે શેઠને બોલાવ્યા તે વાર
વાણીઆનું ઘર વચમાં લઇને દોડાવ્યા ઘોડા તે વાર
તેમને ઓળંગીને ઘરમાં આવ્યા બહાર ઉભા હતા નાયક હોલદાર
આપારા છે બાયર દેવા કેટલી હીમતથી તું આવ્યો લેવા
સામો અવાજ પોલીસે આપ્યો, આવો ખુલ્લાં છે કમાડ
બાબરીઓ દાભલો ઘરમાં આવીને શેઠને પાડે છે સાદ

દીવાને જલદી સળગાવો પછી તમે રૂપીઆ લાવો
અંધારે મન ધાર્યું થાય અવનીમાં અંધારે સહુકો અથડાય
વાઘ હાથી પણ અધારે આવે આંધી જગામાં ચોર પકડાય
દીવાએ તો દાટજ વાળ્યો નસીબ આડે કંઇ ના ફાવે
બાબરીઓ દાભલો ઘરમાં ઉભાતા જાણે પોતાનો વિશ્રામ
પોલીસ ચોતરફ છુપી રહી હતી પકડાશે રાખીને હામ
દગાના તો અવાજ નીકળીઆ પોલીસ તુર્ત તુટી પડીઆ
ગાડગે સાહેબ તો ઘરમાં હતા વળી બહાર એક નાયક ફોજદાર
બહાર ઉભેલા બહારવટીઆએ, કર્યો બંદુકનો બહાર
ફોજદારને એક ગોળી વાગી બહારના બહારવટીઆ ગયા ભાગી
નાયક ફોજદારને બંદુક વાગી પડયા પૃથ્વી મોઝાર
મરણને શરણ થઇ ગયા છે વરતાણ્યો હાહાકાર
યુક્તિથી બન્નેને પકડીઆ, ધન્ય છે પોલીસ ગાડગે બળીઆ
વડોદરા જેલમાં લાવ્યા બાબરીઆને દાભલો જોડીદાર
બંનેના પગમાં બેડીઓ નાંખી આવી ગયો તેમનો કાળ
જેવું કરશે તેવું ભરશે, બાવળ વાવીને આમ્ર શું લેશે
દુર દેશથી લોકો જોવા આવે છે બહારવટીઆને ત્યાંય
ન્યાયની કોરટમાં ઉભા કીધા, વરઘોડો વડોદરાની માંય
ન્યાય કોર્ટે તપાસ કરીને, બીજે દિવસ મુકરર કર્યો તે વાર
પ્રજાપર બહારવટીઆ જોવા દેવા માટે રાયે કર્યો તો ઉપકાર
ધન્ય છે નેકી ન્યાયી રાજને રઇયતને સુખ કરનાર

શાબાશ છે ગાડગે બેંક જગતમાં વાગે યશનાં ડંકા
બાબરીઆ દાભલા અનોપીઆને સાહેબે માગ્યા હજુર
ત્રણ આરોપીને લાવ્યા કોરટમાં પુછવાનું પુછયું જરૂર
એક પછી એકને બોલાવી કોરટે શિક્ષા ફરમાવી તે વાર
માજીસ્ટ્રેટ પોતાને ઘેર ગયાને ખુનીઓ ગયા જેલમાંય
સજાનો દીવસ મુકરર કર્યો તો આવશે તે દીવસે ત્યાંય
બહારવટીઆઓ મોજ કરે છે ખાઇપીને મસ્તીમાં રહે છે
બાબરીઆને ભાવે કલાકન ને દાભલાને તો મહેસુર
અનોપીઆને તો હલવો જોઇએ સરકાર આપશે જરૂર
થોડા દીવસ બાકી રહયા છે આવરદામાંથી ઓછા થયા
બાબરીઆ દાભલા અનોપીઆને ફાંસીનો બક્ષેલો દીન
જેલમાં ફાંસી દેવાની ફાંસીને કર્યા સ્વાધીન
નંબર પહેલે બાબરીઓ આવ્યો ફાંસી જોઇને ગભરાયો
તારીખ અઠાવીસ સાત ચોવીસ સને સોમવારનો છે પ્રાતઃકાળ
બહારવટીઆના સગાં સરવે આવેલાં ફાંસી વારંટ સાથે
અમલદાર
બાબરીઆને ફાંસી સંભળાવતા કંપવા માંડી છે કાય
બેન ભાઇ સાસુ મલવા આવેલાં જોવું તે કેમ જોવાય
શુરવીર નર તો કહેવાણો ને ફાંસી જોઇને ગભરાણો
બેનને રૂપીઆ બાર આપીને સઉને કહયા પ્રણામ
ભકત કબીરની જે બોલીને છેવટના બોલ્યા રામરામ

ફાંસી ઉપર તુરત ચઢીઓ બેસી જઇને રડી પહીઓ
બીજા કેદીઓએ ઉંચો કરીને ફાંસો ઘાલ્યો તો ગળાની માંય
ત્રણ મીનીટમાં જીવ ગયો બ્રહ્માંડમાં ઉતાર્યા ફાંસીથી ત્યાંય
ખુનનો બદલો ફાંસીજ મળશે લખ્યા લેખ કદી નહી ટળશે
લુચ્ચાઇ ઠગાઇ જે કાંઇ કરશે તેને તેવી શીક્ષા આવી મળશે
બીજો દીવસ આવ્યો દાભલાનોને મહુરતનો છે મંગળવાર
તારીખ ઓગત્રીશ સાત ચોવીસ સને આવ્યા સહુ અમલદાર
પ્રાતઃકાળે દાભલો બોલાવ્યો ફાંસીનો વારંટ સુનાવ્યો
ફાંસીનું લાકડું દાભલો જોઇને મનમાં ઘણો મલકાયોરે
સગાં સહોદર મળવા આવેલા જોઇને ખુશ અતી થાય
અહો મારૂં ધન્ય ભાગ્ય કયાંથી મળે ફાંસીનો લાગ
બઇરી છોકરો ભાણેજ મલવા આવેલાં મળ્યો રાખીને રૂઆબ
નામરદાઇ મેં દાખવી નથી ફાંસીએ ચડે થાય સાબાસ
કબીર મહારાજની જે ઉપર તો ફાંસી ઉપર તો ચડેરે
ફાંસીના ઉપર ચડીને ભાઇઓ સરવેને કહ્યા રામરામ
ફાંસીનું પાટીઉં ટાઇમે ખસેડ્યું ને જીવ ગયો છે ગઇ
આ હામ
અઢી મીનિટમાં જીવ તો જાયે ફાંસીએથી તુરતજ ઉતરાય
લાસ હતી તેના સગાંને સોંપીને ગયા સહુ સહુને ઠામ
દીવસ હતો તો મેળજ બેઠો દુનિયામાં રહેવાનું નામ
બુધવારનો પ્રાતઃકાળ થયો અનોપીઆને કર્યો તઇયાર

તારીખ ત્રીસ સાત ચોવીશ અને બહારવટીઆનો બુધવાર
સજાં તેનાં સઉ મળવાં આવેલાં વારંટ સાથે અમલદાર
અનોપીઆને તુરત બોલાવ્યો અનોપીઓ થયો તઇયાર
ફાંસીનું વારંટ વાંચી સંભળાવતાં અનોપીઓ બોલ્યો છે એજ
ફાંસીએ ચઢવા તઇયાર થયો છું, ખુનનો બદલો ફાંસી છેજ
સર્વે તેનાં સગાંને મલીઓ ફાંસી ઉપર તુરતજ ચડીઓ
ફાંસીએ માચડે અનોપીઓ ચડયો ને, સહુને કહ્યા છે પ્રણામ
રણછોડરાયની જે બોલાવીને છેવટના રામરામ
ગળામાં ફાંસો નાંખ્યો, મુખેથી કંઇ ના બોલાય.
ટાઇમસર ફાંસીનું પાટીઉં ખેંચ્યું ને જીંદગી ત્યાં પુરી થાય
ત્રણ મીનીટ ત્યાં તરફડવા લાગ્યા ઉતાર્યા ફાંસીથી જયાંય
ડાકટરે તપાસ કરીને લાશ સગાંને આપી તે વાર
કહે છે મનુ સુણો આ ઉપરની બીના તમો
બાબરતણી જીવન કથા હજુ બહાર પાડીશું અમો

[આ કડીકમ સયાજી વીજયમાંથી લીધો છે.]



# ઇન્ડીયન એડવર ટાઇઝીંગ ડીપાર્ટમેન્ટ.

---

૧ દરેક જાતનું છાપવાનું કામ સસ્તા ભાવથી ઓડરથી કરાવી આપવામાં આવે છે.

૨ હેન્ડબીલ વહેંચવાનું વોલ બોડ ચોડવાનું કામ તથા કોઇ પણ જાતના માલને લોટ તથા કોઇપણ જાતની જાહેરાત ગાઇને અગર ભાષણથી અગર કોઇપણ તરેહથી માણસો મારફતે કરાવી આપવામાં આવશે.

૩ દવાઓ ભરવાના તથા તેલ ભરવાના ફોલડીંગ બોકસ સાફા તથા ઓડરથી બનાવી આપવામાં આવશે.

૪ સાબુ તેલ અત્તરો અને દવાઓ તથા હાથ ચાલાકીના મેજીક ખેલો શીખવવામાં આવશે.

૫ અમારે ત્યાંથી નીકળતી ચોપડીઓમાં તથા નીકળતા ગાજવીજ પત્રમાં દરેક જાતની જાહેર ખબર લેવામાં આવે છે. તેમજ કોઇના ફોટું આપવા હોય અગર અર્પણ પત્રીકા હોય તેમજ ભાવતાલ માટે પત્ર વહેવાર નીચેના સરનામે એક આનાની ટીકીટ બીડી કરવો.

મેનેજર ગાજવીજ ઠે૦ રીચીરોડ—અમદાવાદ

નીકળે છે, નીકળે છે!

—ટુંક સમયમાં—

# ગાજવીજ

ગાજવીજને ગગડાટ સાથે પાષાણ જેવા હૃદયોને પીગળાવનારૂં જ્ઞાન સાથે ગમ્મત આપનારૂં અમદાવાદની તથા અન્ય દેશની શોખીન પ્રજાનું દીલ બહેલાવનારૂં ગુજરાતના અંદર નીકળતું પહેલવહેલું અઠવાડીક પત્ર.

લવાજમનો દર

| વર્ષ | સ્થાનીક | બહારગામ | દેશાવર |
|---|---|---|---|
| ૧ | ૩-૦-૦ | ૩-૧૨-૦ | ૭-૦-૦ |
| ૦ાા | ૧-૮-૦ | ૨-૦-૦ | |
| ૦ા | ૦-૧૪-૦ | ૧-૦-૦ | |

## ગ્રાહક થાવો જલ્દી ગ્રાહક થાવો

તા. કઃ—જાહેર ખબર આપનારાઓ માટે એક સોનેરી તક બેહદ સસ્તા ભાવ બહાર ગામ એજન્સીઓ આપવાની છે.

લખો મેનેજર.

ગાજવીજ રીચીરોડ ૩૦૧૭, અમદાવાદ